# બાળગરબાવળીના અર્થ.

( સમજુતી સાથે )



—: ભાગ પહેલો. :—

ધોરણ ૨-૩-૪ માટે.

કસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ.
બુકસેલર્સ:-નાણાવટ-સુરત.

કિમ્મત ૦-૩-૦ ત્રણ આના.

...અમદાવાદ

ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# બાળ ગરબાવળીના અર્થ.

## બાળ પ્રાર્થના.

પ્રાણી=જીવ

માત્ર=તમામ

શક્તિ=બળ

માપ=પ્રમાણ

પાય=પગ.

પાય લાગું=પગે લાગું.

પ્રથમ=પહેલા.

તમ=તમારો.

પ્રેમ=હેત.

અમપર=અમારી ઉપર

રહેમ=દયા.

ક્ષેમ=કુશળ.

કુશળ=સુખી–આબાદ.

માત=મા.

તાત=બાપ.

બાહુઓ=ભાઈબહેન.

સાથ=જથ્થો.

અન્ન=ખાવાનું.

વસ્ત્ર=લુગડાં.

આબરૂ=ઇજ્જત.

આલજો=આપજો.

જન=માણસ.

સર્વ=સઘળાં.

સંકટ=દુઃખ.

ટાળજો=મટાડજો.

વાલ=હેત.

સુબુદ્ધિ=સારી અકલ.

બાળ=બાળક.

કુતર્ક=ખોટા વીચાર.

કુચાલ=નઠારી ચાલ.

સેવ=ચાકરી.

સદા=હમેશા.

ટેવ=આદત.

હરો=લઈ લો.

અહમેવ=અહંકાર.

માયાળુ=માયાવાળો.

બોલ=વચન.

ભાવ=પ્રીત.

નિભાવ=ટકાવ

સુમાર્ગ=સારો રસ્તો

દીલ=મન

પરમારથ=પારકાનું ભલું કરવું તે
પુર્ણ=કાયમ–પુરેપુરૂં
વ્યસન=ટેવ–લત.
અંતર=મન.
શુદ્ધ=પવિત્ર.
સત્ય=સાચું.
જોગ=લાયક.
યોગ્ય=જોઇએ તેવો.
યોગ્ય=નુકસાન વગરનું.

હે ઇશ્વર ! હું માગું છું, તે આપો. તમે બધા જીવના માબાપ છો, જેના બળનું કાંઇ પ્રમાણ નથી. હે પ્રભુ હું પગે લાગું છું, ને હું આટલું માગું છું. ૧. પહેલ વહેલાં હું તમારૂં હેત માગું છું. અમારા ઉપર દયા રાખો, તમારી દયાથી હમે સુખી રહીએ. હે પ્રભુ માગું૦ ૨. હું માગું છું કે મારી માને તથા બાપને સુખી રાખો, ભાઇ બહેનો સઘળાને સુખી રાખો. હે પ્રભુ૦ ૩. હું માગું છું કે તમે અમને પાળજો, ખાવાનું, લૂગડાં ને આબરૂ આપજો. સઘળા માણસોનાં દુ:ખ મટાડજો. હે પ્રભુ૦ ૪. હું હેત લાવીને માગું છું મારા જેવા બાળકને સારી અકલ આપજો, ખોટા વિચાર ને ખરાબ ચાલને કાપી નાંખો. હે પ્રભુ૦ ૫. હું માબાપની સેવા માગું છું, હમેશાં સાચું બોલવાની ટેવ માગું છું, મારા મનનો અહંકાર કાઢી નાંખો. હે પ્રભુ૦ ૬. માયાળુ સ્વભાવ, મીઠાં બોલ ને સઘળા-પર હેત રહે એવું માગું છું, જેથી કરીને જગતમાં મારો ટકાવ થાય. હે પ્રભુ૦ ૭. હે પ્રભુ હું માગું છું કે મને સારો રસ્તો બતાવ, મારા મનમાં દયા રાખો, બરાબર પારકાનું ભલું થાય એવાં કામ કરાવ, હે પ્રભુ૦ ૮. હું માગું છું કે વિદ્યાની લત લગાડજે, મારા મનની આંખો ઉઘાડજો, સત્યતાનો ચોકખો સુરજ ઉગાડજો. ૯ મેં જે આ માગ્યું તે હું માગવા લાયક છું, હે પીતા તમે આપવા લાયક છો. હવે જે નુકસાન વગરનું હોય તે આપો, હે પ્રભુ પગે લાગીને હું આટલું માગું છું.

# નિશાળે જતી છોડીનું વર્ણન.

| | |
|---|---|
| વાલી=પ્યારી | ડાહી=શાણી. |
| છોટી=નાની | ઠમકમ=રમઝમ. |
| ડાપણ=સમજણ. | ઝાલે=પકડે. |
| રાટો=કજીઓ, કંકાસ. | સરસ=સારી. |
| દાડો=દિવસ | ઠરેછે=નીકળેછે. |
| વાણે=સવારમાં | વાતો=વાર્તા. |
| નિત્યે=દ રોજ. | હરખ=આનંદ. |
| પ્રીતે=હેતથી. | સરવને=સઘળાને. |
| લુછાવે=લોહવડાવે. | તાળી=હાથમાં હાથ આપવો તે. |
| ભાવે=ખરામતથી | ગરબી=ગરબા. |
| ભૂલે=ચૂકે. | રસાળી=રસવાળી. |
| કો=કોઇ | બોલ=વચન, શબ્દ. |
| કાળે=વખતે. | મીઠા=મધુર. |
| સિલેટ=પથરપાટી. | દુનીયા=જગત. |
| સાહી=પકડી. | દીઠાં=જોયાં. |
| દીસેછે=દેખાયછે. | વાલાં=પ્યારાં |
| | મનગમે=મનને પસંદ પડે તે. |

મારી પ્યારી બહેન બહુ નાની છે પણ સમજણમાં મોટી છે. ૧
મારી પ્યારી બહેનને કજીઓ કંકાસ નથી, આખો દહાડો હસે છે. ૨
મારી વહાલી બહેન સવારના પહોરમાં સૌથી વહેલી ઉઠે છે. ૩
મારી વહાલી બહેન હમેશાં દાતણપાણી કરે છે ને હેત લાવીને નાહેછે. ૪
મારી વહાલી બહેન માથું હોળાવે છે ને રોજ કપાળ લોહવડાવે છે. ૫
મારી વહાલી બહેન સો સુધી ગણે છે ને હેતથી ભૂ, પા, ભણે છે. ૬

મારી વહાલી બહેન નિશાળે જાય છે ને કોઇ દહાડો ભુલતી નથી. ૭
મારી વહાલી બહેન સ્લેટ લઇને ઘણી સમજુ દેખાય છે. ૮
મારી વહાલી બહેન પોતે નાચે છે, સઘળાને પ્યારી લાગે છે. ૯
મારી વહાલી બહેન રમઝમ ચાલે છે, ચોપડી હાથમાં પકડે છે. ૧૦
મારી વહાલી બહેન પાઠ કરે છે, સઘળામાં સારી નીકળે છે. ૧૧
મારી વહાલી બહેન વાર્તા વાંચે છે, સઘળાને હરખ થાય છે. ૧૨
મારી વહાલી બહેન તાળી પાડીને રસવાળી ગરબી ગાય છે. ૧૩
મારી વહાલી બહેનનાં બોલ મધુરાં છે, જગમાં એવા દીઠાં નથી. ૧૪
મારી વહાલી બહેન તમે વાહલાં લાગોછો, માટે તમને ગમે તે માંગો. ૧૫

## છોડીઓની ઉજાણી.

અલીઓ=બહેનો.
હળીમળી=ભેગાં થઈ.
ઉજાણી=મીજબાની.
ખોળી=શોધી.
અજીઠી=એઠી.
સસ્તાં=સોઘાં.
ખારાં=સ્વાદ વગરનાં.
ખૂબ=ઘણાં.
કો=કોઈ.
ખોકડી=રાયણ.
દ્રાખો=દરાખ.
સરખી=જેવી.
હરખ્યાં=આનંદ પામ્યાં.
પ્રેમે=હેતથી.
હાર્યો=થાકયો.
ખપે=કામ લાગે.
ગમતાં=પસંદ પડતાં.
ગટ કરી ગયાં=ખાઈ ગયા.
સળવળે=ખાવાનું મન થાય.
સાચે=ખરેખર.
ગળગળતું=ઘીથી નીતરતું.
મોં બળતું=તીખું.
છુપાવી=સંતાડી.
ભિખારી=ગરીબ છોકરી.
પાસ=પાસે.
માંડી=શરૂ કરી.

વ્હાલ=હેત | ગરબા=ફરતાં ફરતાં ગીત ગાવા તે.
વહેંચી ખાઓ=ભાગે પડતું ખાઓ.

સૌ બહેનો હળીમળી આવો આજે આપણે બીજમાની કરીએ.
સૌ ઘેરથી કાંઇ કાંઇ લાવો. આજ આપણે૦ ૧
કોઇ ચણા ને કોઇ ધાણી લાવી આજ આપણે૦
કોઇ તો કોપરૂં ને ખાંડ લાવી આજ આપણે૦ ૨
કોઇ ખજુર શોધી લાવી આજ આપણે૦
કોઇ ચારોળી ચાવતી આવી આજ આપણે૦ ૩
કોઇ કહે એ અળઠી થઇ છે આજ આપણે૦
કોઇ મીઠી બદામ લાવી આજ આપણે૦ ૪
કોઇ સસ્તાં પસ્તાં લાવી આજ આપણે૦
એ બહુ ખોરાં છે એમ સૌએ કહ્યું આજ આપણે૦ ૫
કોઇ રાયણ ને દરાખ લાવી આજ આપણે૦
કોઇ આખો સુળો લાવી આજ આપણે૦ ૬
કોઇ બરફ જેવી બરફી લાવી આજ આપણે૦
જે જોઇને બાળકો આનંદ પામી કુદ્યાં આજ આપણે૦ ૭
કોઇ હેતથી પેંડા લાવી આજ આપણે૦
તે કોઇથી કેમે કરીને ભાંગ્યો નહિ આજ આપણે૦ ૮
પણ પથ્થરથી તે ભાંગ્યો આજ આપણે૦
કોઇ સારો લાડુ લાવી આજ આપણે૦ ૯
કોઇ કહે અમારા ખપમાં ન આવે આજ આપણે૦
ત્યારે કહ્યું કે તમને નહિ આપીએ આજ આપણે૦ ૧૦
કોઇ સકરપારા લાવી આજ આપણે૦

કોઈ ગોળપાપડી ને ખારા મમરા લાવી આજ આપણે૦ ૧૧
કોઇ પસંદ પડતા ગાંઠીઆ લાવી આજ આપણે૦
તે રમતાં રમતાં ખાઇ ગયાં આજ આપણે૦ ૧૨
કોઇ પાંચ પકવાન લાવી આજ આપણે૦
જે જોઇને જીભમાં પાણી ખરેખર છુટે આજ આપણે૦ ૧૩
કોઇ થીમાં નીતરતું દળ ને મગદળ લાવી આજ આપણે૦
કોઇએ તીખું અથાણું આણ્યું આજ આપણે૦ ૧૪
કોઇ ખોબો ભરી ખારેકો લાવી આજ આપણે૦
કોઇ સેકેલો પાપડ લાવી આજ આપણે૦ ૧૫
કોઇ છાનુંમાનું લાવી આજ આપણે૦
એટલે તે જેવી આવી તેવી પાછી કાઢી આજ આપણે૦ ૧૬
બહેના એ ચોરી કરેલી કહેવાય આજ આપણે૦
કોઇએ કહ્યા વગર કાંઇ લાવવું નહિ આજ આપણે૦ ૧૭
એક ગરીબ છોકરી રડતી આવી આજ આપણે૦
મારી મા કાંઇ આપતી નથી આજ આપણે૦ ૧૮
એને હેત લાવીને પાસે બેસાડી આજ આપણે૦
સૌએ ઉજાણી શરૂ કરી આજ આપણે૦ ૧૯
સૌ હેત લાવી સરખે ભાગે વહેંચી ખાઓ આજ આપણે૦
અને ખાઇ પીને ગરબી ગાઓ. આજ આપણે૦ ૨૦

## ગુજરાતનો વનસ્પતિ વૈભવ. ભાગ ૧ લો.

રૂડો=સારો.
મુલક=દેશ.
જગદીશ=પરમેશ્વર.
જગત=દુનીઆ.
ખૂબ=સારી રીતે.
ઘડયો=બનાવ્યો.

લીલાલહેર=આનંદમંગળ.
ધનધાન્યે=પૈસા ને અનાજથી.
ભૂધર=પરમેશ્વર.
મહેર=દયા.
ડાંગર=ભાત.
ઝાલર=વાલ.
દિવેલ=એરંડી.
આદિ=બીજી.
કાચું સોનું=કપાસ વગેરે.
કાચું=બાકી.
કીરતાર=પરમેશ્વર.
કૃપા=મહેરબાની.
ભરતખંડ=હિંદુસ્તાન.
ભૂલો=ચુકો.
ભુંડી=ખરાબ.
દળદર=આળસ, ગરીબાઇ.
જનમ=ભવ.
અકલ=બુદ્ધિ
હુન્નર=કળા.
મમત=હઠ.
ગાડરવત=બકરાં પેઠે.
ઇર્ષા=અદેખાઇ.
દાઝે=લાગણીથી.
ઘૂમો=ફરો.
ગર્વે=અહંકારે.
ગરૂઓ=આબાદ.
સ્વદેશ=પોતાનો દેશ.
વાંચ્છો=ઇચ્છો.
સજી=ધારણ કરી.
ભજી=ભજન કરી.
વિદ્યામાતા=સરસ્વતીદેવી.
મદમાતા=અહંકારમાં આંધળા થયલા.
કસીકમર=કેડ બાંધીને.
પલક=પળ.
ખુંખારી=ખોંખારી.
બહારપડો=પ્રખ્યાત થાઓ.
ફતેહ=જીત.
ધારી=વિચારી.

ગુજરાત દેશ ઘણો સારો છે, તેને પરમેશ્વરે જગતમાં સારો ઘડયો છે. ૧. જ્યાં જુઓ ત્યાં આનંદ છે. પરમેશ્વરની પૈસા ને અનાજમાં મહેરબાની છે. ૨. ઘણી જુવાર, બાજરી, ભાત, ઘઉં, ચણા, વટાણા ને વાલ થાય છે. ૩. જ્યાં તુવર, મગ, ચોળા, મઠ,

અડદ, મકાઇ ને જવ ઘણા છે. ૪. વળી દીવેલી, તલ, અળશી વગેરે હજારો કળશી થાય છે. ૫. હું સાચું કહું છું કે તે ગણીએ ગણાય નહિ, ગુજરાતમાં કાચું સોનું (કપાસ) પાકે છે. ૬. પરમેશ્વરે કાંઇ ખામી રાખી નથી, હિંદુસ્તાનપર ઘણી મોટી મહેરબાની કરી છે. ૭. હે ભાઇ આપણી ખરાબ ભુલ છે કે આપણે આળસમાં ડુબી ગયા છીએ. જો બીજા કોઇને આવો મુલક મળ્યો હોય તો દુઃખ એ શબ્દ જીંદગીમાં જાણે નહિ. ૮. લોકો અકલ કળા કાંઇ લાવે નહિ ને બકરાંની માફક ખોટો આગ્રહ માણે છે. ૧૦. મમત, આળસ, અદેખાઇ એ બધું છોડી દઇ દેશની દયા ખાતર અહંકારથી મચો. ૧૧. ગર્વ કરી દેશ પાછો આબાદ કરવાને સુતાંબેઠાં સ્વદેશનું સુખ ઇચ્છો ૧૨. સંપ કરી સરસ્વતીદેવીનું ભજન કરી, હુન્નર ને કળામાં મસ્તાન થઇ ૧૩. કમર જોરથી બાંધીને બેખારીને એક ક્ષણમાં બહાર પડો, હું વીચારીને કહું છું કે તમારી ફત્તેહ થશે ૧૪.

## ભાગ ૨ જો.

| | |
|---|---|
| બગીચો=બાગ. | ચોગમ=ચારે બાજુ. |
| ફાલ્યો=પસર્યો. | સેના=લશ્કર. |
| ફુલ્યો=ખીલ્યો. | સ્વાદ=લહેજત. |
| પ્રખ્યાત=નામીચો. | મણા=ખામી. |
| ઝૂંડ=જથ્થા. | છાયા=છાંયડો. |
| દીસે=દેખાય. | ખીલ્યું=પ્રફુલીત થયું. |
| હરખી=હરખાથી. | અમૂલ્ય=કીમત ન થાય એવું. |
| હીસે=આતુર થાય—લલચાય. | બુધહીણા=અકકલ વગરના. |
| ધરા=ઘેરાવો. | વિનાખપ=કામ વગર. |

| | |
|---|---|
| વાંક=ગુન્હો. | જવાહીર=રત્ન. |
| શેલડી=શેરડી. | કદંબ=એક જાતનું ઝાડ |
| ઝૂકે છે=નમી જાય છે. | ગગન=આકાશ. |
| ચમરી=ફુલ. | ઝીલી=પકડી. |
| કુંભસ્થળ=માથું. | સરગવો=સેકટો. |

આ ગુજરાત ખરેખરો બગીચો છે ફળથી ફુલથી ને ફેલાવાથી જાણીતો છે. ૧. ઝાડોના ઘણા જથા ત્યાં દેખાય છે તે જોઇને જીવ આનંદ પામી હરખ પામીને લલચાય છે. ૨. વડની ઘટા ચારે બાજુએ ફેલાયલી છે જેની નીચે લશ્કરો ઉતરે છે. ૩. ઘણા આંબા હારોમાં ઉગે છે, તેની કેરીના સ્વાદમાં કાંઇ બાકી હોતી નથી. ૪. લીમડાની છાયા સારી હોય છે, ને આમલી ખાવાથી રોગ થાય છે. ૫. કપાસનો છોડ કેવો સારો છે, તે જાતે નાનો છે પણ દુનીઆને ઢાંકનારો છે. ૭. આ ખસખસનું ખેતર કેવું ખીલ્યું છે, જેના રસનું કીમતી અફીણ થાય છે. ૭. અક્કલ વગરના તેના ખપ વગર ખાય તો ખરેજ મરી જાય છે તેમાં અફીણનો વાંક નથી ૮. આ ઉભી રહેલી શેરડી કેવી શોભે છે, તેની ચમરીઓ કેવી નમેલી છે. ૯ પેલા ફણુસનું ફળ કેવું મોટું છે, તે હાથીના માથાં જેવું દેખાય છે. ૧૦ જો, જો, સઘળાં ઝાડ રતન જેવાં છે, કોને મુકું ને કોના ગુણ ગાઉં. ૧૧. આસોપાલવ, કદંબ, પીપળો બીલી, ને ઉંચામાં ઉંચું તાડનું ઝાડ ગગનને ટેકવી રહ્યું છે. ૧૨. વાંસ, સાગ, સેકટો, બાવળ, ખેર, ખાખર, ખજુરાં ને આવળ છે. ૧૩. જમરૂખી, કમરખી, બોરડીઓ, સીતાફળી, કેળ ને દાડમડીઓ છે, તે જુઓ ૧૪. જુઓ કોઠનાં ઝાડ, રાયણ, લીંબુ, જાંબુ, નારંગી અંજીર, ને લાંબા શેતુરનાં

ઝાડ ૧૫. વળી પપાઉનાં ઝાડો ફાલસાંનાં, દરાખો એવા લાખો મેવા લહેજતદાર છે.

## ભાગ ત્રીજો.

| | |
|---|---|
| મઝા=મોજ | હાસું=હસવું. |
| સુગંધ=સારી વાસ. | તુરી=સરણાઈ. |
| સજની=બહેનપણી. | સમ=જેવા. |
| રંગબેરંગી=જાત જાતના રંગના. | પુકારે=બોલાવે. |
| બહેકી=ભભકી. | વનવૈભવ=વનની શોભા. |
| મઘમઘી=બહેકી રહ્યા. | ઇશ=પરમેશ્વર. |
| વન=જંગલ. | વનલીલા=જંગલની શોભા. |
| સોરમ=વાસ. | વાસ=રહેઠાણ. |
| સોહામણાં=રળીઆમણાં. | જગદીશ=પરમેશ્વર. |
| ગુલ્લાલ=ગુલાબ. | સભર ભર્યો=વ્યાપી રહ્યો. |
| સુરજફુલ=સુરજમુખી. | ધનભાગ્ય=સારાં નસીબ. |
| પૂઠે=પછવાડે. | નવલ=નવલરામ કવી. |
| પ્રેમે=હેતથી. | ભવસાર=સંસારનું તત્વ. |
| ચાંદાસું=ચંદ્રમા સાથે. | સર્યો=પાર પડયો. |

ફૂલની મોજ તો આપણા દેશમાંજ છે. હે બહેન તે સોના જેવાં રૂપાળાં ને તે સારી વાસવાળાં છે. ૧. તે ફૂલ જાત જાતના રંગના કેવા છે કે ઉડીને આંખે વળગે. ૨. તેની સુગંધી સુંદર સારી છે જેથી બધો દેશ ઘણો મઘમઘે છે. ૩. જુઇ, જાઇ, કેતકી, સાહેલી, પારિજાત, ચંપો, ચંપેલી, ગુણવાળો ગુલાબ, મોગરો, બટમોગરો,

ગુલછડી, તગર, તુલસી ડમરો એ બધાં વનમાં ચારે બાજુએ બહેક બહેક થઈ રહ્યાં છે કે જેનું નામ લેતાં સુગંધ આવે છે. ૪-૬. પાણીમાં ચારે તરફ કમળ કેવાં ખીલે છે., સાંજરે ગુલબાસ કેવાં સારાં લાગે છે. ૭. આ ગુલાબ કેવો શોભી રહ્યો છે, કેસુડાં, કસુંબો વહાલા લાગે છે. ૮. અરે બેહન, પેલા સુંદર સુરજમુખી સુરજની પાછળ હેતથી ફરે છે. ૯. પેલી પોયણી ચંદ્રમા સાથે પરણી છે, ને ચાંદાને જોય છે ત્યારે તેને હસવું આવે છે. (ફુલ ઉઘડે છે) ૧૦. કરેણાં, તનમનીઆં, ઘણાં ખીલ્યા છે ને ધંતુરા સરણાઈ જેવા બન્યા છે. ૧૧. જાણે પરમેશ્વરનો વનનો મઝાનો પોકાર કરે છે ને જંગલની શોભામાં ઇશ્વરનું રહેઠાણ છે. ૧૨. જ્યાં જોઉં ત્યાં ઇશ્વર પૂર્ણ રીતે પસરી રહેલો છે. નવલરામ કહે છે કે જે જેનું નસીબ સારૂં હશે તે દુનીઆનું તત્વમાં પાર પડયો હશે.

## નિશાળનું વર્ણન.

| | |
|---|---|
| બાગ=મટાડ. | ગોળો=પૃથ્વીનો ગોળો. |
| ભૂખ=ઇચ્છા. | ચકર=ગોળ. |
| માનમોજે=આનંદે. | સાચે=ખરે. |
| રૂપાળા=શોભિતા. | સખી=બહેનપણી. |
| ઉમંગ=હોંસ. | સંગે=સાથે. |
| ખેળવણાં=રમકડાં. | મતિ=બુદ્ધિ. |
| ખુશકાર=ખુશી કરે એવા. | ભણું રંગે=મન દઇને ભણવું. |
| રીઝી=ખુશી થઈ. | મઝા=આનંદ. |
| બાળા=બાળકી. | માયા=હેત. |
| તકતકતા=ચળકતા. | શાંત=નરમાશવાળો-ઠંડો. |
| દર્પતા=આરસી. | સ્વભાવ=મિજાજ. |

| | |
|---|---|
| સદા=હમેશાં. | રઢ=લત. |
| ભાખે=બોલે. | જાગે=ઉઘડે. |
| છટા=ખુબી. | વણ=વગર. |
| ચિત્તે=મનમાં. | પશુ=ઢોર. |
| ઘટા=વાદળાંનો ઘેરાવો. | નરનાર=સ્ત્રીપુરૂષ. |
| છાંહીં=પથરાઇ. | અપાર=પાર વનાનો. |
| મોજ=મઝા. | નિરખ્યાં=જોયાં. |

હે મા, હું પગે લાગું છું કે મને નિશાળે મોકલ. હે મા, હું મોહેથી માગું છું કે મારી ઇચ્છા તું પુરી પાડ ૧. હે મા, મારા જેવડી મારી બેનપણીઓ ચોપડીઓ લઇને નિશાળે જાય છે ૨. હે મા, તે બધી મોજ શોખથી જાય છે, ને ત્યાં જે જાય છે તે ત્યાં રોજ ગીત ગાય છે. ૩ હે મા, ત્યાં સારા રંગની પાનાવાળી એક પેટી ભરેલી છે, તે ત્યાં હોંસથી બેઠી બેઠી જોય છે. ૪. હે મા, ત્યાં ખુશ કરે એવા રમકડાની બીજી પેટી છે તેને માણસો રાજી થઇને આકારની પેટી કહેછે. ૫. હે મા, વળી ચળકતા ચોકઠામાં રૂપાળા ઘણા લખોટા છે જે વડે છોકરીઓ ગણે છે. ૬. હે મા, જુદા જુદા રંગવાળા, નવા ચળકતા નકશા ભીંતે ઘણા ટાંગેલા છે તે જાણે તકતા હોય તેવા છે. ૭. હે મા, ચારે બાજુએ ચિતરેલો એક પૃથ્વીનો ગોળો છે જે ગોળ ફરે છે તે હે મા, હું સાચું કહું છું, ૮. હે મા, એક દહાડો મારી બહેનપણી સાથે ત્યાં ગઇ હતી તે દીવસથી મારી બુદ્ધિ એવી થઈ છે કે હું મન દઇને ભણું. ૯. હે મા, નિશાળમાં ભણવાની મઝા છે. એક વાગે રમવાની રજા આપે છે. ૧૦. હે મા, મહેતાજી બધા ઉપર બહુ માયા રાખે છે, ઠંડો સ્વભાવ રાખીને હમેશાં મીઠું બોલે છે.

૧૧. હે મા, શીખવાની ખૂબી ઘણી છે, જેમ વાદળાંની ઘટા થઇ રહે છે તેમ મારૂં મન ભણવામાં ચોંટી રહે છે. ૧૨. હે મા, આવી નીશાળે જવું એ મઝા છે, જે રોજ રમ્યા કરતાં ભણવું મને ગમે છે. ૧૩. હે મા, નીશાળને બહારથી જોતાં ભણવાની લત લાગે, ત્યાં જઇ હેતથી ભણીએ તો નસીબ ઉઘડે. ૧૪. હે મા, ભણ્યા વગર સ્ત્રી પુરૂષ ઢોર જેવાં રહે છે. મેં વિદ્યામાં ઘણા સુખ જોયાં છે. ૧૫.

## ચોથું ધોરણ ભણનારીઓને સારૂ.

### ઇશ્વરનું સ્તવન.

| | |
|---|---|
| સ્તવન=ભજન. | ચઢાવે=લઇ જાય. |
| નિભાવે=ટકાવે. | પ્રાણ=જીવ. |
| ખલક=દુનિયા. | આધાર = ટેકો. |
| પલક=પળ. | સાર=તત્વ. |
| ડુબાવે=ગરક કરે. | ડાહ્યા=શાણો. |
| વિશ્વનાથ=પરમેશ્વર. | દયાવંત=દયાવાળો. |
| ઘુમી=ફેરાવો. | આદિ=શરૂઆત. |
| ટકાવે=આધાર આપે. | અંત=છેડો. |
| અસંખ્ય=ઘણા. | સકળ=બધી. |
| જડ=જીવવગરના પદાર્થ. | શકિત=બળ. |
| ધર્મ=નિયમ. | ભૂપ=રાજા. |
| ધરાવે=રખાવે. | અનુપ=ઉપમા ન અપાય એવો. |
| મુકિતસું=મોક્ષ આપે. | અકળ=કળીશકાય નહિ એવો. |

અરૂપ=આકાર વગરનો.
મનવાણી=મનનો શબ્દ.
ચૂપ=શાંત.
કવે=વર્ણન કરે.

તું તેનુંજ=તુંજ એ છે.
ભજું=ભક્તિ કરૂં.
ભાવે=હેતથી.

જે આ જગતને ચલાવે છે, જે દુનિયાને એક પળમાં બનાવે છે હોંસથી તેને હું ભજું છું. ૧. મરજીમાં આવે ત્યારે ગરક કરે તે પરમેશ્વર કહેવાય છે. હું ભજું. ૨. જે આ સૂર્યને શોભાવે છે, ચંદ્રને ચળકાવે છે તેને હું હોંસથી ભજું ૩. જે આકાશનો ઘેરાવો ટકાવે છે, ઘણા ગોળાને ગબડાવે છે તેને હું ભજું. ૪ જીવ વગરનાને નિયમમાં રાખે છે તેને, મનને મોક્ષમાં દોરવે છે તેને હું ભજું. ૫. જે જીવનો આધાર છે તેને, જે તત્વમાંનું તત્વ છે તેને હું ભજું. ૬. જે ડાહ્યો ને દયાવાળો છે તેને, જેને શરૂઆત કે છેડો નથી તેને હું ભજું. ૭. સઘળા બળનો રાજા છે તેને, જે એકજ છે જેને ઉપમાં આપી શકાય એમ નથી તેને હું ભાવથી ભજું છું. ૮. જે કળી શકાય એવો નથી, જેને આકાર નથી તેવાને હું ભાવથી ભજું, જ્યાં મન કે વાણીથી વર્ણન થઇ શકતું નથી તેવાને હું ભાવથી ભજું છું. ૯. નવલરામ કહે છે કે હું એનું વર્ણન કેવી રીતે કરી શકું, કારણ કે એ તો એજ છે એટલે એના જેવો બીજો નથી તેવા પરમેશ્વરને હું હોંસથી ભજું છું. ૧૦.

## ચોમાસુ.

ઘૂમાઘૂમી=દોડાદોડ.
માડી=મા.
ધામ=મથારો.

પાન=પાંદડું.
ઠર્યો=રહ્યો.
ઇશાન=ઉતર ને પૂર્વ વચ્ચેનો ખુણો.

શ્વાસ=દમ.
રૂંધાય=અકળાય.
વિખેરી=વહીવટ કરી.
અંગે=શરીરે.
ભુંડી=નઠારી.
અળાઇ=તાપને લીધે જે ફોલ્લી થાય છે તે
અધવાર્યો=અડધો ગયો
મેહુલે=વરસાદે.
મેર=દયા
ચાસ=ખેતરમાં આડા ઉભા કાપા પાડવા તે.
વાટ=રાહ.
દાડી=દરરોજ.
હામ કરી=નિરાંતથી
પ્રવાસી=સફરકરનાર.
ખલાસી=ખારવા.
અધિકારી=અમલદાર.
સન્યાસી=જેણે સંસાર ત્યાગ કર્યો હોય તે.
મોસમે=ઋતુમાં.
વાણો=વહાણો.

નાળે=ઝરામાં.
નીર=પાણી.
માણો=જીવ જાય છે.
ભુખી=પાણી વગરની.
લુખી=કસ વગરની.
ખડંગ=કોરી.
પય=પાણી.
પોકારે=બુમપાડે.
પપૈયા=બપૈઓ.
મેઘરાજા=વરસાદ.
માઝા=આબરૂ.
ધાતાં=દોડતાં.
ધરીને=રહીને
અંધારકોટ=અંધારૂં.
ચમકચમક=ઝબકઝબક.
વિજ=વીજળી.
કડડકડડ=મોટા કડાકા.
લહેરૂં=પવનની લહેર.
નિશ્ચે=નક્કી.
મુસળધાર= બહુ જોરથી.
શાંતિ=નિરાંત
સંસાર=દુનિયા.

પેલી વાદળીઓએ દોડાદોડ શરૂ કરી, અરે મા હવે શું ચોમાસું આવશે. ૧. હા, હજી શું નહિ આવે, કેવો ધામ થાય છે, જાણે કેરી આફમાં ઘાલી હોય તેવો. ૨. ઝાડનું એક પાંતરૂં પણ હાલતું નથી, હવે પવન ફરીને ઈશાનમાં ગયો. ૩. દમ લેવાતો નથી, જીવ અકળાય છે, પંખીઓ પાંખ પહોળી કરીને ધુળમાં નાહે છે. ૪. આ નઠારી અળાઇઓ શરીરને કરડી ખાય છે ને સાંજ પડે ત્યારે કાંઇ સુખ થાય છે. ૫. અશાડ મહીનો અડધો પસાર થયો, તો ઉંચે જોઇએ, વરસાદે હવે મહેરબાની કરવી જોઇએ. ૬. ખેતર ખોદી ખેડી ખેડુતે ચાસ પાડયા, તે ખેતરમાં ઉભા રહીને દરરોજ વરસાદની રાહ જોય છે. ૭ સફર કરનારા ખારવા નિરાંતે બેઠા છે. ૮. ચોમાસાની રૂતુ બેઠી એટલે વહાણ બધાં ફરતાં બંધ થયા, નદીમાં, નાળામાં પાણી જતું નથી તેથી હરણનો જીવ જાય છે. ૯. જમીન કસ વગરની સુકી કોરી છે, બપૈયો સાથે સાથે પાણીની ધુન પાડે છે. ૧૦. તમામ જીવનો આધાર વરસાદ છે, હે મહારાજ, આવો (વરસો) ને અમારી આબરૂ રાખો. ૧૧. દોડતાં દોડતાં કાળાં વાદળા આવે છે, આકાશમાં રહીને અંધારૂં ભીંત બનાવે છે. ૧૨. વીજળીના ચમકારા ચમક ચમક થાય છે, કડડ કરીને નગારાં વાગ્યાં. ૧૩. પવન છુટયો લહેર આવી, હાસ, હવે સારૂં લાગે છે, હું ધારૂં છું કે કોઇ ઠેકાણે વરસાદ પડયો એ નક્કી છે. ૧૪. પડયો, ઓ પડયો ને બહુ જોરમાં પડયો, નવલરામ કહે છે કે સુગંધ ઉઠીને જગતમાં શાંતી થઇ. ૧૫.

## જનાવરની જાન.

| | |
|---|---|
| જનાવર=ચોપગા પ્રાણી. | ગાજે=ગર્જના કરે. |
| મેઘાડંબર=વરસાદનો માંડવો. | બેટડો=છોકરો. |

ભેર=વાજાં.
સુર=રાગ.
તીણું=ઝીણું.
સાબેલા=વરની આગળ જે છોકરાં ઘોડે કે ઘોડાગાડીમાં બેસે છે તે.
ઠઠ=જમાવ.
ઠામ=જગ્યા.
ઠાલો=ખાલી.
દડબડ=ધડબ ધડબ.
સાજન=વરઘોડામાં આવનારા લોકો.
જોરો=જોર.
માતા=મસ્તાન.
આખલા=ગોધા.
પદ=પદવી.
પોલીસ=રૈયતના જાનમાલનું રક્ષણ કરનારા.
શ્રેષ્ઠ=સૌથી સરસ.
ઓડે=ડોકે.
વાંકડાં=વાંકા
કામદારે=કારભારી.
ગોડે=માફક.
ન્યાળીને=જોઇને.
ડોલતા=ઝુલતા.
સૂંઢાળા=સુંઢવાળા.
કઢંગા=બેડોળ.
ખડ=ઘાસ.
જડ=જંગલી.
નીસરી=નીકળી.
ખુંખારી=ખોંખારી.
ઘોડલા=ઘોડા.
ટગુમગુ=ધીમેથી.
ડીક્કાં=દંડુકા.
અતેડા=વાંકાચુકા.
લપાતા=છુપાતા.
કામળ=કામળો.
ગાડર=બકરાં—ઘેટાં
કોડી=જરા.
લેખું=ગણતરી.
સાગર=સમુદ્ર.
વાજે=વાગે.
વિલાયતી=અંગ્રેજી.
ભરડતી=સાથે બોલતી.
ઝડપાયું=વિવાહ થયો.
ઝપ=ઝટ.
મંગળ=ગીત (સારાં)
જાંદરણી=જાનમાં આવેલી સ્ત્રી.
કોડે=હોંસે.

| | |
|---|---|
| બાપડી=ગરીબ. | વાળે=કાઢે. |
| વીસર્યાં=ભુલ્યાં. | ફૂડું=નઠારૂં. |
| સામટાં=બધાં. | ધનધન=શાબાશ. |
| છૂટે=ભગાડે. | બેપગાં=માણસ. |
| વેર=દાઝ | સાર=મતલબ. |

જનાવરની જાનનો અવાજ વરસાદના માંડવા જેવો થાય છે. આજે બકરીનો છોકરો પરણે છે. ૧. ઢોલ, નગારાં, વાજાં, સરણાઇનો રાગ ઝીણો છે, ઘેટીના દીકરા દીકરી એવી રીતે સૌ શોભીતા સાબેલા છે. ૨. લોકોની ભીડ સારી રીતે થઈ જરા ખાલી જગ્યા નથી, ત્યાં દાઢીવાળો વરનો બાપ દડબડ ચાલતો. ૩. સાંજનમાજનનું તો શું પુછવું. બકરાએ જોર કરીને ખરાં મનથી મોટાં ઢોરને એકઠા કર્યાં હતા. ૪. સીધાં શીંગડાં રાખેલા રૂષ્ટપુષ્ટ ગોધા, પોલીસનો હોદો લઇ રસ્તો કરાવતા હતા. ૫. સાજનમહાજનમાં સારામાં સારા ઉંટ ઉંચી ડોક રાખીને ચાલતા હતા. કારભારોની માફક એનાં અરાઢે અવયવો વાંકાં હતાં. ૬. મોટા દાંતવાળા હારમાં એક બે હાથી છે, ને તે સુંઢવાળા શેઠ નીચું જોઇને ડોળતા હતા. ૭. હાથી ને ઘોડા ઘણા છે, પાડા હાર રોકતા હતા, તે રંગે કાળા કદરૂપી ને તે જડ જેવા ઘાસ ખાઇને જાડા થયા હતા. ૮. તે ફાટી આંખે છાતી કાઢીને બહુ ખુંખારા કરતા, તે સારા સાજનમહાજન થઇને ઉછળતા ઘોડા ચાલે છે ૯. ટટ્ટુઓ ધીમે ધીમે ચાલતા, તેની પછવાડે ગરીબ ગધેડા હાં હાં કરવાથી ચાલતા, પણ દંડીકા વગર સીધા ચાલતા નહિં. ૧૦. અને હજારો ઘેટીઓ હારોહાર તેમાં સંતાતી ચાલતી. કામળો ઓઢીને કોણ આવે છે તે તો ઘેટાંની મા છે. ૧૧. તે બધાં વહેવાઈના પિત-

રાઇ હતાં જેનામાં થોડી અક્કલ હતી ગમે તેમ એક બીજાની પછવાડે દોડતા જાય છે. ૧૨. બકરા વરના બાપ છે તે કાંઇ ગણતરામાં નથી, ને શિંગડાંનો દરીઓ થયો હોયની તેવું હું આજે દેખું છું. ૧૩ વરરાજા ઘોડો બેસીને આવ્યા, વિલાતી વાજાં વાગે છે, તથા ભેર ભુંગળ ને ઝાંઝરીના અવાજ થતા, તે સાથે બકરી બેં બેં કરતી જતી. ૧૪. બે મહીનાની ઉમરનો વરરાજા છે. તે બાળક બેં બેં કરતું તેનો ઝોળીમાંથી ઝટ વિવાહ થયો, તથા તેની માનું મન રાજી થયું. ૧૫. બકરીબાઇ હરખથી સારાં ગીત ગાય છે, સાથે જોડે આવેલી સ્ત્રી ઘણી હતી તે હોસે હોંસે જોવા જેવી હતી. ૧૬ બકરી બાઇએ પોતાની નાતનીને બીજી ઘણીઓને, આડોશી પાડોશીને તથા બાયડી બહેનપણીઓને તેડી છે. ૧૭. ભેંસ, ભુંડણ, ઉંટડી, ઘેટી, ઘોડી, ગધેડી, ગાય, બિલાડી, ઉંદરડી, ને એક કુતરીને પણ બોલાવી છે. ૧૮. વાંદરીઓને ભુલ્યા નથી, દશ વીશ આ કુદે છે, બધાં જોડે ગાઇને સાતે રાગને બગાડે છે. ૧૯. કોઇ બેં બેં કરે, કોઇ ભેં ભેં કરે, કોઇ ખરાબ ભુંકતી, કોઇ ચું ચું મ્યાઉ મ્યાઉ કરે, તથા કોઇ તો ખોટું વેર વાળે છે. ૨૦. હુક હુક કરતી વાંદરીઓ, જુઓ કેવી નાચે છે, હે બકરી તને સાબાશ કે તારા જેવી કોઇની જાન નથી. ૨૧. જુઓ આ પશુઓની જાન છે. તે માણસ માટે બનાવી છે, નવલરામ કહે છે કે સમજે તો બહુ ફાયદાની વાત છે, નહિ તો હસવું તો આવશે. ૨૨.

## ભણવાનો વખત જાય છે.

| | |
|---|---|
| વહી જાય=જતો રહે. | અવસર=વખત. |
| પસ્તાયો=દીલગીરી. | જીવન=પ્રાણીનું. |

| | |
|---|---|
| જીવતર=જીંદગાની. | સિદ્ધિ=મનની ઇચ્છા; સુખ. |
| વીયું=પસાર થયું. | ભવ=જીંદગી. |
| ગિરફ્તારી=ખટપટ. | વણુ=વગર. |
| મથાને=મહેનત કરી. | સમજ=સમજણુ. |
| કુમળી=નાજુક. | પંડીત=વિદ્વાન. |
| ડાળ=ડાળી. | જુગતું=લાયક. |
| કાના=કાંઠા. | વારંવાર=દરરોજ. |
| ટકુટકુ=માંગ્યું તુટયું | વાલે=હેતથી. |
| ગભરાય=મુંઝાય. | રણે=જંગલમાં. |
| નિંદાને=ધિક્કારને. | મુગું=બોલે નહિ તેવું. |
| દારિદ્ર=કંગાળપણું. | મૂળ=હેતુ. |
| રિબાય=પીડાય. | સર્વે=સઘળા. |
| રૂડું=સારી. | શિક્ષા=શિખામણુ. |
| કેડે=પછવાડે. | શિક્ષણુ=ભણુતર. |
| કુડી=ખરાબ. | અભણુ=ભણ્યા વગરનો. |
| ડહાપણુ=શાણુપણુ. | પશુપદ=ઢોરની પદવી. |
| | ચાય છે=ઇચ્છે છે. |

આ ભણુવાનો વખત ચાલ્યો જાય છે, પછી પસ્તાવો બહુ થાય છે. નાનપણે ભણુવાનો વખત છે, જીંદગાનીમાં એ જીવન છે. આ વખત૦ ખેડુત જો ચોમાસામાં ખેડ ન કરે તો આખું વરસ પસ્તાવવું પડે છે. આ વખત૦ નાનપણુ ગયું એટલે ભણુવાનો વખત ગયો એમ ગણાય છે. આ વખત૦ પછી સંસારની ખટપટમાં કેવી રીતે ભણાય. આ વખત૦ કદાચ જો મહેનત કરીને વખત કાઢે તોપણુ ભણાતું નથી, કુમળી ડાળ વળે છે. આ વખત૦ પાકેલી

કોઠી ઉપર કાંઠો ચઢતો નથી, તેમજ મોટપણે જરા જરા વાંચતાં ગભરાય છે. આ વખત૦ ભણ્યા વગર સ્ત્રી પુરૂષ ધિક્કાર, દુઃખ ને ગરીબાઇમાં સડે છે. આ વખત૦ હાલ રમત સારી લાગે છે પણ પાછળથી ખરાબ દેખાય છે. આ વખત૦ રમવું પણ ખરૂં ને ભણવું પણ ખરૂં એજ શાણપણ કહેવાય છે. આ વખત૦ ભણ્યા વગર દુનીઆમાં સુખ નથી, ભણવાથીજ સુખ મળે છે. આ વખત૦ વિદ્યા વગર માણસ ઢોર જેવો છે એ કહેવત હમેશાં સાચી છે. આ વખત૦ માણસ ને જનાવર જન્મતી વખતે સમજણમાં સરખા દેખાય છે. આ વખત૦ પણ જો તેને લાયકનું કામ શીખવાય તો માણસ પંડિત બને છે. આ વખત૦ દરરોજ હેતથી બાળકને શીખવવાથીજ બોલાય છે. આ વખત૦ ઉજ્જડ જંગલમાં રાખે તો મુગું બને છે. સમજણનું તત્વ શિખાય છે. આ વખત૦ તમે ભણતરથી શિખામણ લો તેથી માણસ મોટું ગણાય છે. આ વખત૦ નવલરામ કહે છે કે જો માણસ ભણ્યા વગરનો રહે તો તે ઢોરની પદવી પામવા ઇચ્છે છે. આ વખત ભણવાનો જાય છે.

## ગાયના ગુણ.

ગૌરી=ગાય.
ગુણવાળી=ગુણની ભરેલી
ભાગે=જાય.
રાંકડી=ગરીબ.
હેતાળી=હેતવાળી.
કંઠે=ગળે.
ઘણુઘણુતી=અવાજ કરતી.
ચરણ=પગ
ઝણુઝણુતી=ઝણુ અવાજ કરતી.
ગોવાળેથી=ચરવાની જગ્યાથી.
ઉથલો=વળતો જવાબ.
થનથનતાં=કુદતાં.
પોળ=મહોલો.
સુણતાં=સાંભળતાં

ઉછળતી=કુદતી.
ઠેલી=આઘી કાઢી.
વાટે=રસ્તે.
રીસ=ગુસ્સો.
અતિશય=ઘણી.
મર્મજ=હેતુ.
લહ્યો=ગણ્યો.
ગૂઢ=ગરીબાઇ.
ગ્રહ્યો=પકડયો.
પરોપકાર=પારકાપર ઉપકાર.
રાજી=ખુશી.
જશ=આબરૂ.
ગાજી=અવાજ કરી.
સ્વાદ=લહેજત.
વાસ=વસવું તે.
અમૃત=જે પીવાથી માણસ મરે નહિ તે.

અમઅર્થે=અમારે માટે.
સરજે=બનાવે.
બડો=મોટો,
લાવો=લાભ.
પ્રસાદી=પ્રસાદ.
સુખદાતા=સુખ આપનાર.
પાડ=ઉપકાર, બદલો.
પંપાળું=હેતથી હાથ ફેરવવો.
સણગારૂં=શોભાવું.
ચાંદલો=ચાંલ્લો.
ફુલહાર=ફુલની માળા.
નિરખું=જોઉં.
ઝગમગતું=ચળકતું.
જ્યોતિ=પ્રકાશ.
ભાળી=જોઇ.
ધેનુ=ગાય.
ગુણધામ=ગુણનું ઠેકાણું.

હે ગાય તું મને ઘણી વહાલી લાગે છે, અરે ગરીબ ગુણવાળી ગાય લાગે૦ ૧. તારૂં રૂપ મને સારૂં લાગે છે, તારૂં મોંઢુ જોતાં મારી ભુખ જતી રહે છે. લાગે૦ ૨. તારૂં શરીર ધોળું ને શીંગડાં કાળાં, આંખ ગરીબ કાળી હેતવાળી છે. લાગે૦ ૩. તારા ગળામાં

ઘંટડી વાગે છે ને ચારે પગે ઝાંઝર ઝણુક્ષે છે. લાગે૦ ૪. ગોવાળેથી જ્યારે તું પાછી આવતી ત્યારે ભાં ભાં ભાં હેતથી બોલતી. લાગે૦ ૫. તેનો વળતો જવાબ તારૂં વાછરડું થનથનતું તે સાંભળી તું હેતથી પોળમાં પેસતી લાગે૦ ૬. તું ઘેલી હરખથી ઉછળતી હીંડે છે તોપણ તું કોઇને હડસેલતી નથી. લાગે૦ ૭. રસ્તામાં બેઠેલાં બાળકને તું બચાવે છે, એવી ડાહી ને દયાવાળી છે. લાગે૦ ૮. તને મારે તેનાપર તું ઘણી રીસ કોઇ વખત કરતી નથીજ. લાગે૦ ૯. તેં ધર્મનો મુળ હેતુ ઘણો રાખ્યો. ગરીબાઇ ને રાંકપણુનો ગુણ પકડયો લાગે૦ ૧૦. તું હમેશાં પરોપકાર કરવામાં રાજી છે, તારી કિર્તિ આખા જગતમાં ગાજી રહી છે. લાગે૦ ૧૧. તું ધોળી છે ને તારૂં દુધ ધોળું છે, તે ગુણવાળું ને સારા સ્વાદવાળું છે. લાગે૦ ૧૨. દહીં, દુધ, ઘી, માખણ ને છાસ, જેમાં સઘળા સ્વાદ રહેલા છે. લાગે૦ ૧૩. એ પાંચે અમૃત જે પૃથ્વીપર છે તે અમારે માટે તેં બનાવ્યા છે. લાગે૦ ૧૪. બરફી, પેંડા, માવો, બાસુદી ને શિખંડનો મોટો લાભ છે. લાગે૦ ૧૫. તારા પ્રેમનો બદલો હું કેમ વાળું, તું આવ હું તને હેતથી પંપાળું. લાગે૦ ૧૬. તારાં શીંગડાં સિંધુરે રંગી સોનાથી હું શણગારૂં. લાગે૦ ૧૭. તને ચાંલો કરીને ચોખા ચોંટાડું ને ફુલની માળા પહેરાવી તારૂં મોઢું જોઉં. લાગે૦ ૧૮. તારૂં ચળકાટ મારતું પ્રકાશ જેવું મુખ જોઇને રાજી થાઉં છું ને જોઉં છું. લાગે૦ ૧૯. હે ગાય તને શાબાશ છે, કારણ કે તું રૂપ ને ગુણનું ઠેકાણું છે. એવી રીતે નવલરામ કવી ગાયના ફાયદા ગાય છે.



## ચોમાસાના ચાર માસ.

ધારા=પૃથ્વી.
દોરી લાવે=ખેંચી લાવે.
મેઘરાય=વરસાદ.
ઘોઘો=અવાજ કરતા.
ઘોધ=પાણીનું એકદમ પડવું તે.
સજીવન=જીવતું.
ગિરી=પર્વત
કળા=પિંછાં પહોળાં કરી નાચવું તે.
મગન=ખુશી.
સરવડાં-છુટાં ઝાપટાં.
બિછાવ્યો-પાથર્યો.
મનહર-મનને ખુશ કરે એવું.
મછ-ધનુષ.
ઝળકાવ્યો-શોભાવ્યો.
નિપજે=પેદા થાય.
ભડકી ઉઠ્યો-ભડ આવ્યો.
ત્રુઠ્યો-રાજી થયો.
બરાડી-બુમ પાડી.
ઝમુકી-ઝબકારામારે.
હેલી-લાગલગાટ વરસાદ આવે તે.
ધોરી=મોટો, વરસાદ ઘણો પડે તે.
ઉલેચી-ખાલી કરી.
તેડ-કાંઠા.
રેલી-રેલ આવી.
ફળી-પારપડી.
આશા-ઇચ્છા.
ધરતી-પૃથ્વી.
ખાસાં-મઝાના.
વાસા-વાસો.
માતાં-મદમાં છકેલાં.
આભ-આકાશ.
રૂપેરી-રૂપા જેવા રંગનું.
છાયાં-છવાયલાં.
સારસ-એક જાતનું પક્ષી.
ચકોર-એક જાતનું પક્ષી.
ધાયા-દોડયા.
શરદચંદ્રપુનમ-માણેકઠારી પુનમ.
બલિહારી-ખૂબી.
તૈયારી-વખત.

ચોમાસાના ચારે મહીના સારા છે. પૃથ્વી સારી લીલી સાડી (લીલોતરી) ધારણ કરે. ચોમાસાના૦ અશાડ મહીનો ઘણો વરસાદ-

વાળો કહેવાય છે, જે વરસાદને તાણી લાવે છે અગર જે પહેલાં તાપ પડે છે. ચોમાસાના૦ વરસાદ કકડીને પડે છે જે પાણી પડે તે નેવામાં માય નહિ, સઘળી જગ્યાએ ધોધના અવાજ સંભળાય છે. ચોમાસાના૦ નદી નાળાં તળાવ ભરાય, થોડીવારમાં બધે પાણી પાણી થઇ જાય, જાણે જગત પાણીમાં ડુબી ગયું. ચોમાસાના૦ બધી વનસ્પતી ફરીથી જીવતી થાય છે, પર્વતપર મોર થનથન નાચે છે ને કળા કરીને ખુશી થાય છે. ચોમાસાના૦ શ્રાવણ મહીનામાં નાનાં ઝાપટાં પડે, સઘળા લોકો ગામ બહાર મેળામાં જાય, ત્યાં જઇ બધે લીલોતરી જોય. ચોમાસાના૦ માથાપર મેઘનો માંડવો આવ્યો ને નીચે જાણે લીલો ગલીચો નાંખ્યો હોય, આકાશમાં ખુશ કરે એવું મેઘધનુષ (કાચબી) ઝળકે છે. ચોમાસાના૦ એ દીવસમાં જીવ જંતુ ઘણા પાકે, જ્યાં જઇએ ત્યાં છોડ તાજા દેખાય છે. શ્રાવણ મહીનામા શાકભાજી ઘણી નીપજે છે. ચોમાસાના૦ ભાદરવામાં તે ભડકીને આવ્યો જે બાકી રહ્યું હોય તે લો, હું તમારાપર રાજી થયો છું. હવે કદી કહેતા ના કે હું તમારાપર ગુસ્સે થયો છું. ચોમાસાના૦ એમ કહીને કડકડાટ થવા માંડ્યો જેથી વાઘે ને સિંહે બુમ પાડી, ગગનને ફાડીને વીજળી ઝળકવા માંડી. ચોમાસાના૦ વરસાદની હેલી એવી થઇ કે સુરજ દેખાય નહિ, જાણે દરીઆનું પાણી ખાલી કરીને લાવેલો હોય, કાંઠા તોડીને નદીમાં રેલ આવી ચોમાસાના૦ આસો મહીનામાં માણસની આશા પુરી થઇ. જમીન ઉપર અનાજ સારી રીતે પાક્યું ને ખેડુતો ખેતરમાં રાતવાસો રહેવા મંડ્યા. ચોમાસાના૦ લાખો પંખીઓ હરખ પામતાં ઉડે છે. ગાય ભેંસ બળદ મદમાં ગરકાવ થઇને ચરે છે. આકાશ તરફ જોઇએ તો

રૂપા જેવો ધોળો છે. ચોમાસુ૦ તળાવમાં કમળો ખીલવાથી તે ઢંકાઇ ગયું, આ બે સારસ પક્ષીને કેવું હેત છે. જુઓ જુઓ ચકોર ચંદ્ર તરફ દોડે છે. ચોમસાના૦ શરદપુનેમ માણેકઠારી પુનેમની રાતની ખુબી છે. નવલરામ કહે છે કે નરનારી ગીત ગાય છે, તેથી જણાય છે કે દીવાળીની તૈયારી છે. ચોમાસાના૦



—Published by—
BALUBHAI KARSANDAS NARANDAS BOOK-SELLER.
NANAVAT—SURAT.

—Printed by—
THAKORDAS MANSING AT THE "SURAT CITY"
PRINTING PRESS NEAR CHOWTA BRIDGE, SURAT.